શ્રી

# કેસરી સિંહ.

કર્તા

કાળીદાસ નીલકંઠ રાવળ.
ઈડર નિવાસી.
મહીકાંઠા



વિક્રમ સંવત ૧૯૫૭ ઈસ્વીસન ૧૯૦૧

ધી "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ"—અમદાવાદ

કિમ્મત ૦-૪-૦

શ્રી

# કેસરી વિરહ.

કર્તા


કાળીદાસ નીલકંઠરાવ ઇડર નિવાસી

મહીકાંઠા





વિક્રમ સંવત ૧૯૫૭ ઇસ્વીસન ૧૯૦૧

ધી "ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસ"—અમદાવાદ

કિમ્મત ૦-૪-૦

# પ્રસ્તાવના.

ઘણાજ ખેદપુર્વક અનિવાર્ય આંસુ પ્રવાહને રોકી આ કરૂણારસમાં ઝળહળતું પુસ્તક સૂરી પ્રજા સમક્ષ રજુ કરતાં વિનંતી કરૂં છું કે—

ઈડર સ્વસ્થાનના શ્રી માહારાજા ધીરાજા શ્રી માહારાજાજી શ્રી સર કેસરીસિંહજી સાહેબ નાઇટ કમાન્ડર ઓફ ધી મોષ્ટ એગ્ઝોલ્ટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીયા, જેઓ રણબંકા રાઠોડ, કુળ શીરોમણી, ધર્મ ચુડામણી, દેવસ્વરૂપ, પ્રજાસંરક્ષક, ગૌબ્રાહ્મણ પ્રતીપાળ અને પ્રજાપ્રીય હતા. જેમનું અમર નામ કોઇથી પણ અજાણ્યું નથી, તેઓ શ્રીનો સ્વર્ગવાસ વિક્રમ સંવત ૧૯૫૭ ના ફાલ્ગુન સુદી ૨ બુધવાર તારીખ ૨૦ માહે ફેબ્રુઆરી સંને ૧૯૦૧ ના રોજ પ્રાતઃકાળમાં સાડા સાતને પાંચ મીનીટે થવાથી ઇડર સ્વસ્થાનની સમગ્ર પ્રજાએ પોતાના પ્રતિપાળક યુવાન માલીકના અભાવે ન્ાસ પુર્વક જે દીલગીરી ઝાહેર કરી હતી તે શબ્દોમાં દર્શાવવી અશકય છે કારણ કે તે અવર્ણનિય છે. શોકાગ્નીથી જે પ્રજાનાં કઠણ હૃદય દહન થઇ ખાખવત્ થયાં છે અને જે પ્રજાને કારી ઝખમ જે કદી પણ રૂઝનાર નથી તેવા લાગી ગયા છે, જે પ્રજા હાલ અનાથ થઇ રહી છે, જેઓનો ખરેખરો આશ્રય તુટી ગયો છે, જેમાં સુખરૂપી વ્હાણ ડુબી ગયું છે, તેમનું કોઇપણ પ્રકારનું દુઃખ ઓછું થવાનું નથી. યદ્યપિ સતિનો ધર્મ છે કે પતિના વિયોગે પણ પતિ ભકિત કરવી તેવી રીતે ઇડર સ્વસ્થાનની માયાળુ પ્રજાએ માલીકના સદ્ગુણો સંભાળી તેમનું સ્મરણ કરી દિલાસો લેવા અને દી-

વસો ગુજારવા યત્ન કરે છે, તેમને સાધનરૂપ આ પુસ્તક થઇ પડશે એમ ધારી દીલગીરીના આવેશમાં આ જેવું તેવું પણ કરૂણારસથી ભરેલું લઘુ પુસ્તક સમગ્ર પ્રજાના હસ્તકમળમાં મુકવા ઇચ્છા રાખી સર કેશરીસિંહજી કે. સી. એસ. આઇના આત્માને સદ્દગતિ થાઓ એમ આશીર્વાદ ઉચ્ચારૂં છું.

આ મારા પ્રથમ પ્રયાસ પરત્વે સુજ્ઞ વિદ્યા વિલાસી રા.। રા. ચુનીલાલ પુંજીરામ મણીયારે (જેઓ મે૦ પો૦ સુ૦ સાહેબની ઓફીસમાં સીરસ્તેદાર છે) પ્રુફ તપાસવામાં મને સારી મદદ આપી છે, માટે તેઓ સાહેબનો અંતઃપૂર્વક ઉપકાર માનું છું.

હું એવી હિંમત ધરી શકતો નથી કે આ પુસ્તકની અંદર કોઇ પણ પ્રકારનો દોષ યા ભૂલ નહીં હોય? માટે કાંઇ દોષ માલુમ પડે તો વાંચક વર્ગને ક્ષમા કરવાની યાચના કરૂંછું.

વૈસાખ, અખાત્રીજ, ઇડર. લી૦

કર્તા.

# ઇડર નરેન્દ્ર નામદાર શ્રી માહારાજા ધીરાજા શ્રી માહારાજાજી શ્રી સર કેસરીસિંહજી સાહેબ કે. સી. એસ. આઇનું ટુંક વૃતાંત.

ઇડર નરેન્દ્ર નામદારશ્રી માહારાજાધીરાજા શ્રી માહારાજાજીશ્રી સર કેસરીસિંહજી સાહેબ કે. સી. એસ. આઇનો જન્મ સંવત ૧૯૧૮ ના જેઠ સુદી ૩ ના રોજ થયો હતો. નામદારશ્રી માહારાજાશ્રી કેસરીસિંહજીની ઉમર ૭ વરસની હતી તે અરસામાં એટલે વિક્રમ સંવત ૧૯૨૫ ના પોસ સુદી ૧૨ તારીખ ૨૬ ડીસેંબર સને ૧૮૬૯ ના રોજ નામદારશ્રીના પીતાશ્રી જુવાનસિંહજી સાહેબનો ૩૮ વરસની ભર જુવાની વયે સ્વર્ગવાસ થવાથી આખા ઇડર સ્ટેટમાં તથા ગુજરાત, કાઠીયાવાડમાં અત્યંત શોક પ્રદર્શીત કરવામાં આવ્યો હતો, તથા નામદાર સરકારે પણ દીલગીરી દર્શાવી હતી. ઇસ્વીસન ૧૮૬૮ ની સાલમાં નામદારશ્રી જુવાનસિંહજી સાહેબને "સ્ટાર ઓફ ઈન્ડીઆ" નો માનવંતો ચાંદ બક્ષ્યો હતો, તથા નામદાર બ્રિટીશ સરકારે પોતાની "કાયદા કરનારી મંડળી" માં પ્રમુખપદ આપ્યું હતું. નામદારશ્રી કેસરીસિંહજીની બાલ્યા અવસ્થાને લીધે નામદાર બ્રિટીશ સરકારે રાજ્યની લગામ પોતાના હસ્તકમાં લીધી હતી. અને એક નેટીવ આસીસ્ટંટ પોલીટીકલ એજન્ટ રાવ બાહાદુર ઓછવરામજીની નીમણૂક કરી હતી. જેઓ રાજ્યકારોબાર સંતોષકારક ચલાવતા હતા.

સને ૧૮૭૫ ની સાલમાં નામદારશ્રી માહારાણીજીશ્રી વીકટોરીયાજીના પાટવી પુત્ર નામદારશ્રી પ્રીન્સ ઓફ વેલ્સ સાહેબ હીંદુસ્તાનની મુલાકાતે પધાર્યા હતા. તે અરસામાં નામ-

દારશ્રી માહારાજાશ્રી કેસરીસિંહજી સાહેબ ઘણીજ ધામધુમ સાથે મુંબઇ પધાર્યા હતા. અને ત્યાં નામદાર માહારાજાએ નામદારશ્રી પ્રીન્સ ઓફ વેલ્સ સાહેબ તથા ગવરનર સાહેબની મુલાકાત લીધી હતી. અને નામદારશ્રી કેસરીસિંહજીની ચપળતા, વીવેક નીર્ખીને નામદાર પ્રીન્સઓફવેલ્સ સાહેબ તથા ગવરનર સાહેબ અત્યંત આનંદ પામ્યા હતા. સને ૧૮૭૬ ની સાલમાં નામદારશ્રી માહારાજા કેસરીસિંહજી સાહેબનું લગ્ન સલુંબરના રાવલજીની કુંવરી સાથે થયું હતું. ઇડરથી રસાલાના સંખ્યાબંધ માણસો સહિત ઘણીજ ધામધુમ સાથે સલુંબર પધાર્યા હતા. લગ્નની સમાપ્તિ થયા બાદ નામદારશ્રી માહારાજા સાહેબ ઉદેપુર પધાર્યા હતા. તે વખતે ઉદેપુરનાશ્રી માહારાણાજી સાહેબે માહારાજાશ્રીને સ્વારી સહિત ઘણીજ ધામધુમથી પોતાના નગરમાં લેઇ ગયા હતા. અને નામદાર શ્રી માહારાજા સાહેબને ઘણુંજ માન આપ્યું હતું. થોડા દીવસ મુકામ રાખ્યા બાદ ઉદેપુરથી ગોરધન વિલાસ તથા રીખવ દેવજી પધાર્યા હતા. ત્યાંથી ખેરવાડે પધાર્યા હતા. ખેરવાડાના મહેરબાન પોલીટીકલ સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબ તરફથી નામદારશ્રી માહારાજા સાહેબને ઘણુંજ માન આપ્યું હતું. આ પ્રમાણે નામદારશ્રી માહારાજા સાહેબ મુકામ કરતા કરતા પાયતખ્ત ઇડરમાં નીર્વીઘ્ન પધાર્યા હતા. તે વખતે પોતાની વફાદાર પ્રજાએ નામદારશ્રી માહારાજા સાહેબને પુષ્પોથી વધાવી લીધા હતા. અને સમગ્ર પ્રજાએ ઘણોજ આનંદ પ્રદર્શીત કર્યો હતો.

વળી એજ વર્ષની તા. ૨૩ અગષ્ટના રોજ સલુંબર લગ્ન કરી આવેલ જુવાન રાણી સાહેબનો સ્વર્ગવાસ થયો હતો. તે દીવસે નામદારશ્રી માહારાજા સાહેબે તથા પોતાના

નીમકહલાલ નોકરોએ તથા પોતાની વફાદાર પ્રજાએ અનહદ શોક પ્રદર્શીત કર્યો હતો.

સને ૧૮૭૭ ના વર્ષમાં નામદાર શ્રી માહારાણી શ્રી વિક્ટોરીયાજીએ "કૈસરે હિંદ" નું શુભ પદ ધારણ કીધું તે વખતે ઘણા રાજાઓને પોતાના તરફથી વાવટા બક્ષવામાં આવ્યા હતા. નામદાર માહારાજા સાહેબને એક વાવટો બક્ષવા મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ કર્નલ લીજીટ સાહેબને ફરમાન થવાથી તા. ૧ જાનેવારી સને ૧૮૭૮ ના રોજ મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ કર્નલ લીજીટ સાહેબે ઇડર પધારી ઘણાજ ઉત્સવ સહિત વાવટો નામદાર શ્રી માહારાજા સાહેબને આપ્યો હતો. અને મહેરબાન કર્નલ લીજીટ સાહેબે ભાષણમાં એમ સુચવ્યું હતું કે સદરી વાવટો નામદાર શ્રી માહારાણી વિક્ટોરીયા આપને પોતાના પૂર્ણ પ્યારની નિશાની દાખલ આપે છે. માટે સદરી વાવટાનો શુભ અવસરે સારો ઉપયોગ કરશો. ઉપરનું ભાષણ સમાપ્ત થયા બાદ નામદાર શ્રી માહારાજા સાહેબે એક છટાદાર ભાષણ કરી મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને સંતોષ આપ્યો હતો.

સને ૧૮૭૮ ની સાલમાં નામદાર શ્રી માહારાજા સાહેબ "રાજકોટ રાજકુમાર કોલેજ"માં વિદ્યાભ્યાસ માટે પધાર્યા હતા. અને પોતાનો અભ્યાસ ટુંક સમયમાં ઘણીજ ચાલાકીથી પાર પાડયો હતો. અને પોતાના વિદ્યા ગુરૂ પ્રોફેસર મેકનાકટન સાહેબના હાથ નીચે રહી ઘણીજ ચાલાકીથી વિદ્વતામાં પ્રવીણ થયા હતા. નામદાર શ્રી માહારાજા સાહેબને ઇંગ્રેજીનો ઘણોજ શોખ હતો. પોતાની પ્રજાના બાલકોને સ્કોલરશીપો આપી વિદ્યાભ્યાસ માટે મોકલતા હતા. અને જે પસાર થઇ આવે તેઓને યોગ્ય જગ્યાઓ આપતા હતા. નામદાર શ્રી

માહારાજા શ્રી કેસરીસિંહજી રાજ્યની કુલ સત્તા લેવા જેવા લાયક અને રાજ્યનિતિમાં પ્રવીણ થએલા જાણીને નામદાર બ્રિટીશ સરકારની ફરમાશથી તા. ૭ જુલાઇ સને ૧૮૮૨ ના શુભ દીવસે મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ વુડહાઉસ સાહેબે ઇડરમાં એક ભવ્ય દરબાર ભરી રાજ્યની કુલ સત્તા નામદાર શ્રી માહારાજા સાહેબને સોંપી હતી. મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબે ઇંગ્રેજીમાં ભાષણ કરી નામદાર શ્રી માહારાજા સાહેબની વિદ્વતા, પ્રવીણતા આદીક સર્વે ગુણોની પ્રસંશા કરી હતી. તેના જવાબમાં નામદાર માહારાજા સાહેબે ઇંગ્રેજીમાં છટાદાર ભાષણ કરી જવાબ યોગ્યતા પૂર્વક વાળ્યો હતો. આ શુભ દીવસે ઇડરની સમગ્ર પ્રજાએ ઘણોજ આનંદ પ્રદર્શીત કર્યો હતો. સને ૧૮૮૩ ની સાલમાં ઇડરમાં આવતા મેમાનોની મુલાકાત લેવા માટે એક નવું મકાન સુધરાવ્યું હતું. તે મકાન ખુલ્લું મુકવાની ક્રીયા નામદાર શ્રી માહારાજા સાહેબના હાથે થઇ હતી. એ બંગલાનું નામ "શ્રી જુવાન વિલાસ" રાખવામાં આવ્યું હતું. આ પ્રસંગ ઉપર ઘણીજ ધામધુમ કરવામાં આવી હતી. તે વખતે સ્ટેટ ઇનજીનીયર મી. સોરાબજી મહેતાને તથા બીજા કારીગરોને યોગ્ય બક્ષીસો આપી હતી.

સને ૧૮૮૪ ની સાલમાં મુંબઇના નામદાર ગવરનર સાહેબ લોર્ડ રે સાહેબ ગુજરાતની મુસાફરીએ પધાર્યા હતા. તે અરસામાં નામદાર ગવરનર સાહેબ ઇડર પધાર્યા હતા. આ શુભ પ્રસંગે નામદાર ગવરનર સાહેબના પધારવાથી ઇડરને વાવટા, તોરણોથી શણુગારી મનોહર બનાવી દીપાયમાન કર્યું હતું. નામદાર માહારાજા સાહેબે નામદાર ગવરનર સાહેબની તા. ૨૧ જાનેવારીના રોજ "શ્રી જુવાન વિલાસ" બંગળા

બંગલામાં મુલાકાત લીધી હતી. નામદાર ગવરનર સાહેબે મા- હારાજા સાહેબની ભારે પ્રસંશા કરી હતી. આ શુભ પ્રસંગ ઉપર ઇડરની આસપાસના ગામોમાંથી અસંખ્યાત માણસો જોવાને આવ્યાં હતાં. અને સર્વે જનો નામદાર માહારાજા સાહેબનો તથા નામદાર ગવરનર સાહેબનો જય ઇચ્છતાં હતાં.

ઇડર સ્ટેટમાં બાળકીઓને કેળવણી આપવાનું વીશેષ સા- ધન નહી હોવાથી તેમજ નામદાર શ્રી માહારાજા સાહેબનાં માતુશ્રી ઝાલીજી સાહેબ જેઓ સ્ત્રી કેળવણી વધારવા માટે ઇચ્છા ધરાવતાં હતાં તેઓ શ્રીની ઇચ્છા એક સુંદર શાળા પોતાના ખર્ચથી બંધાવવાની થએલી. નામદાર શ્રી માહારાજા સાહેબે શુભ કાર્ય જાણીને તે નવી શાળાનો ભૂમી સ્થંભ ના ખવા માટે મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ સ્કૉટ સાહેબને આમંત્રણ કરવાથી તેઓ સાહેબ મીસીસ સ્કૉટ સા- હેબ સાથે ઇડર પધાર્યા હતા. તા. ૧૯ જાનેવારી સને ૧૮૮૭ ના શુભ દીવસે ઘણીજ ધામધુમ સહીત તે નવા મકાનનો પાયો મીસીસ સ્કૉટ સાહેબના કલ્યાણકારી હાથથી નંખાએ- લો કેળવણીના શુભ કાર્યમાં પૂર્ણ ઉત્સાહી તે વખતના માજી દીવાનસાહેબ મી. નાથાભાઇ દાજીભાઇએ નામદાર શ્રી માહા- રાજા સાહેબની આજ્ઞાનુસાર તેજ વર્ષનો જુન મહીનો બેસતા પહેલાં તાકીદે નવુ મકાન તૈયાર કરાવ્યું. અને તે નવું મકાન તા. ૧૭ માહે જુન સને ૧૮૮૭ ના સુભ દીવસે ઘણાજ મહોત્સવ સહિત મીસીસ સ્કૉટ સાહેબના માયાળુ અને શો- ભાયમાન હાથથી ઓપન* થયું. અને તે શાળાનું નામ "શ્રી જીજીબા કંન્યાશાળા" મુકરર કર્યું. આ સુભ પ્રસંગ ઉપર ઘણીજ ધામધુમ થઇ હતી. અને ઇનજીનીયર મી. શોરાબજી

* ખુલ્લુ.

મહેતાને તથા બીજા કારીગરોને ભરાએલ દરબાર વચ્ચે યોગ્ય ઇનામ આપ્યાં હતાં.

સને ૧૮૮૭ ના વર્ષમાં નામદાર માહારાણીશ્રી વીકટોરીયાને રાજ્ય કરતાં ૫૦ વરસ થવાથી તેની ખુશાલીમાં તા. ૧૫–૧૬ ફેબ્રુઆરીના બંને શુભ દીવસે "ગોલ્ડન જ્યુબીલી" નો નામદાર માહારાજા સાહેબે આનંદકારી મહોત્સવ પાળ્યો હતો. શહેરને વાવટા, તોરણો, રોશનીથી શણગારી મનોહર બનાવ્યું હતું. એક ભવ્ય દરબાર ભરી બાળક, બાળકીઓને પારીતોષીક, મીઠાઇ વેંચી મગન કર્યાં હતાં. સદરી જ્યુબીલીના વર્ષમાં નામદાર માહારાજા સાહેબને બ્રિટીશ સરકારે "નાઇટ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એગ્ઝોલ્ટેડ ઓરડર ઑફ ધી સ્ટાર ઑફ ઇન્ડીયા' નો માનવંતો ચાંદ બક્ષ્યો હતો. સદરીચાંદ બક્ષવાની ક્રીયા મુંબઇના નામદાર ગવરનર લૉર્ડરે સાહેબે અમદાવાદમાં એક ભવ્ય દરબાર ભરી કરી હતી. ઉપરનો .ચાંદ બક્ષવાના શુભ અવસર ઉપર ઘણા માહારાજાઓ, રાજાઓ, રાણાઓ, ઠાકોરો, સદગૃહસ્થો આમંત્રણથી અમદાવાદ પધાર્યા હતા. નામદારશ્રી માહારાજા સાહેબશ્રી કેસરીસિંહજી સાહેબ તા. ૧૩ ડીસેંબર સને ૧૮૮૭ ના રોજ રીસાલા સહિત સ્પેશીઅલ ટ્રેનમાં અમદાવાદ પધાર્યા હતા. તે વખતે નામદારશ્રી માહારાજા સાહેબને સ્ટેશન ઉપર બેન્ડ તથા ગેરીસન સહિત પંદર તોપની સલામી આપવામાં આવી હતી. તથા અમદાવાદના જાંણીતા શેઠ, શાહુકારોએ ફુલના હાર સહિત ઘણુંજ માન આપ્યું હતું. તા. ૧૬ મીના શુભ દીવસે એક ભવ્ય દરબાર માહારાજા, ઠાકોરો શેઠ શાહુકારો સહિત ભરી નામદાર ગવરનર સાહેબે ઇંગ્રેજી છટાદાર ભાષણ આપ્યા બાદ ઉપરનો સ્ટાર[1]

---

૧ ચાંદ.

નામદાર શ્રીમાહારાજા સાહેબને બક્ષ્યો હતો. નામદાર માહારાજા સાહેબે ઈંગ્રેજીમાં છટાદાર ભાષણ કરી સર્વેને આભાર માન્યો હતો. નજરાણાં, અતર પાન સાથે દરબાર બરખાસ્ત થઇ હતી. ઉપરનો શુભ દીવસ નીર્વીઘ્ન પસાર થઇ જવાથી નામદારશ્રી માહારાજા સાહેબ ઇડર પધાર્યા તે વખતે પોતાની પ્રાણપ્યારી પ્રજાએ ફુલોથી વધાવી લીધા હતા. અને તે દીવસે નામદારશ્રી માહારાજા સાહેબના નીમકહલાલ નોકરોએ તથા પોતાની વફાદાર પ્રજાએ ઘણોજ આનંદ પ્રદર્શીત કર્યો હતો.

સને ૧૮૯૭ ના વર્ષમાં નામદાર માહારાણીશ્રી વિકટારીયાને રાજ્ય કરતાં ૬૦ વરસ પુરાં થવાથી તેની ખુશાલીમાં તા. ૨૦-૨૧ જુનના બંન્ને દીવસે "ડાયમંડ જ્યુબીલી" નો મોહોત્સવ નામદારશ્રી માહારાજા સાહેબે પાળ્યો હતો. મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબ ઇડર પધાર્યા હતા. ઇડરને વાવટા, રોશની, તોરણોથી મનોહર બનાવી દીધું હતું. બાળક, બાળકીઓને પારીતોષીક, મીઠાઇ વહેંચી મગ્ન કર્યાં હતાં પોતાના સ્ટેટના ભાયાતો, સરદારો, ને આમંત્રણ મોકલવાથી સર્વે ભાયાતો, સરદારો પધાર્યા હતા. અને તા. ૨૦-૨૧ ના બંને સુભ દીવસે સર્વે ભાયાતો, સરદારો સહિત દરબાર ભરી નામદાર માહારાજા સાહેબે ભાષણ કરી નામદાર માહારાણીનો જય ઇચ્છયો હતો. પાન, અતર થયા બાદ દરબાર વિસરજન થઇ હતી. સાંજના વખતે આતસબાજી ફોડવામાં આવી હતી. આ માંગ્લીક દીવસ સર્વે પ્રજાએ પાળ્યો હતો.

તા. ૩૦ સપટેમ્બર સને ૧૮૯૭ સંવત ૧૯૫૩ ના આસો સુદ ૪ ના રોજ નામદારશ્રી માહારાજા સાહેબનાં રાણીજી

સાહેબ શ્રી ચુવાણજી સાહેબે એક કુંવરીનો જન્મ આપ્યો હતો. તે દીવસે એવી ધામધુમ થઇ હતી કે આ ઠેકાણે જોઇએ તેવા શબ્દો લખવાને જડી આવતા નથી. અને નામદાર માહારાજા સાહેબને આ પ્રથમ સંતાન થએલું જાણી ઇડરની સમગ્ર પ્રજાએ ઘણોજ આનંદ પ્રદર્શીત કર્યો હતો.

ઇડર દવાખાનામાં દરદીઓને રાખવાનુ વીશેષ મકાન નહી હોવાથી નામદારશ્રી માહારાજા સાહેબની એવી ઇચ્છા થઇ કે દરદીઓના સુખ માટે એક વૉર્ડ બંધાવવો. નામદાર માહારાજા સાહેબ મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ ફેરીસ સાહેબ તરફ પ્રીતીભાવ બતાવતા હતા. મહેરબાન ફેરીસ સાહેબના નામ ઉપરથી "ફેરીસવોર્ડ" બંધાવવાની ઇચ્છા થએલી હોવાથી મહેરબાન ફેરીસ સાહેબને આમંત્રણ કરી ઇડર તેડાવી તેઓ સાહેબના હાથે ભૂમી સ્થંભ ઘણીજ ધામધુમ સહિત નંખાવેલો. તે વૉર્ડ તૈયાર થએથી તા. ૧૨ જુન સને ૧૮૯૯ ના સુભ દીવસે મહેરબાન ફેરીસ સાહેબના કલ્યાણકારી હાથથી એક ભવ્ય દરબાર વચ્ચે ઓપન× થયો. દરદીઓને માટે ઘણીજ સગવડો કરી હતી અને સદરી વૉર્ડમાં દરદીઓને રાખી તેઓની યોગ્ય માજવત કરવા ઘણીજ સારી ગોઠવણો કરી છે,

નામદારશ્રી માહારાજા સાહેબે દેશમાં કેળવણી વધારવા ઘણો પ્રયાસ કર્યો હતો. ઇંગ્રેજી કેળવણીમાં વીશેષ જ્ઞાન વધારવાનું સાધન નહોતું. એ વાત પોતાના અંતઃકરણમાં ઠસેલી હોવાથી પોતાના વિદ્યાગુરૂ પ્રોફેસર મેકનાકટન સાહેબ જ્યારે

---

× ખુલ્લો.

ઇડર પધાર્યા તે વખતે નામદાર શ્રીમાહારાજા સાહેબે ઇચ્છયું કે મારા વિદ્યાગુરૂની સંભાલ અને કેળવણી નીચે મેં વિદ્યાભ્યાસ કર્યો છે અને તેઓ સાહેબે મારી ત્રફ જે પ્રીતીભાવ બતાવેલો તેનો બદલો કાંઇ એવું કાર્ય કરીને આપવો કે જેથી તેઓની યાદગીરી હમેશને માટે કાયમ રહે. અને તેઓની આ મારા શહેરની મુલાકાતના સંભારણા દાખલ "મેકનાકટન હાઇસ્કુલ" નો ભૂમી સ્થંભ પોતાના વિદ્યાગુરૂના હાથે ઘણીજ ધામધુમ સહિત નંખાવેલો. થોડા વર્ષ તે મકાન બનાવવાને ઢીલ થઇ. પરંતુ કેળવણી સુભ કાર્યમાં પુર્ણ ઉત્સાહી તે વખતના માજી દીવાન મી. કેશવલાલ હીરાલાલે નામદાર શ્રી માહારાજાની આજ્ઞાનુસાર છપન્ના જેવી ગુચવણ ભરેલી સાલમાં દેશોદયની વૃદ્ધિ કરનાર ધારી પુરૂ કરાવેલું. તે ખુલ્લુ મુકવાની સુભ ક્રીયા કરવા મહીકાંઠાના મહેરબાન પોલીટીકલ એજંટ ફેરીસ સાહેબને આમંત્રણ કરવાથી તેઓ સાહેબ મીસીસ ફેરીસ સાહેબ સાથે ઇડર પધાર્યા હતા. અને તા. ૨૬ માહે જાનેવારી સંને ૧૯૦૦ ના સુભ દીવસે સદરી હાઇસ્કુલ ઘણાજ મહોત્સવ સહિત મીસીસ ફેરીસ સાહેબના માયાળુ, શોભાયમાન અને કલ્યાણકારી હાથથી ઓપન થઇ હતી. બીજી ગુજરાતી સ્કુલો પણ એજ વર્ષમાં ૮ નવી ઉઘાડેલી છે તથા ગઇ સાલમાં ૮ નવી સ્કુલો ઉઘાડવામાં આવી છે. એ રીતે નામદાર શ્રી માહારાજા સાહેબે કેળવણીના સૂભ કાર્યમાં ઘણોજ પ્રયાસ કર્યોછે. વળી એજ વર્ષમાં ગૌશાળા, ગાડીખાંનું, દીવાનજી માટે રહેવાની મકાનની સવડ બરાબર નહી હોવાથી બીજુ નવું મકાન તૈયાર કરાવી ખુલ્લાં મુકયાં છે. તા. ૨૮ સપટેંબર સંને ૧૯૦૦ વિક્રમ સંવત ૧૯૫૬ ના આસો સુદ ૫ ના રોજ નામદાર માહારાજા સાહેબનાં માતુશ્રી ઝાલીજી સાહેબ દેવલોક

થવાથી નામદાર માહારાજા સાહેબે તથા પોતાના નીમકહલાલ નોકરોએ તથા પોતાની વફાદાર પ્રજાએ ઘણોજ શોક પ્રદર્શીત કર્યો હતો.

નામદાર માહારાજા સાહેબે શહેરના વચ્ચે "ત્રીગોળીઓ (ક્લોક ટાવર) બનાવી તેની અંદર "વુડ હાઉસ લાઇબ્રેરી" સ્થાપન કરી હતી. વળી તાલુકાઓમાં એટલે બાયડ, વડાલી, અમનગરમાં પ્રજાના સુખાર્થે દવાશાળાઓ બંધાવી હતી. છપ્પનાની સાલમાં દુષ્કાળ પડવાથી તળ ઇડરમાં તથા તાલુકાઓમાં ઘણેજ ઠેકાણે પુઅરહાઉસ રીલીફ કેમ્પો ઉઘાડી પોતાની વાહાલી પ્રજાને કાળના મુખમાંથી બચાવી છે. ઘણાંજ જળાશયો, રસ્તા, વીગેરે સુધરાવી પ્રજાને ઘણાજ લાભ આપ્યા છે. કીલ્લા ઉપર વજર માતાનું સ્થાન, ખેડગામે અંબાજી માતાનું સ્થાન સમરાવી વીગેરે દેવસ્થાનની જગ્યાઓ સુધરાવી છે. ગામમાં "કેસરબાગ" બનાવ્યો છે. નામદાર માહારાજા સાહેબે મુંબાઇની "એલેકઝાંડ્રાસ્કુલ" 'સાદરા સ્કૉલ કોલેજ ઓફ રાજકુમાર" રાજકોટ રાજકુમાર કોલેજ "હિમાભાઇ ઇન્સ્ટિટ્યુટ" બડોલી વેદ પાઠ[illegible] ઘણાંક ખાતાઓને મોટી બક્ષીસો આપી હતી. [illegible] પણ નામદાર માહારાજા સાહેબે ઘણાં ખાતાંઓને [illegible] મદદ આપી હતી. ઘણાંખરાં જાહેર તથા ખાનગી ફ[illegible] રકમો ભરીને સારો ભાગ લીધો હતો. ગ્રંથકારોને ઘણીજ સારી મદદો આપી સંતોષ્યા હતા.

### વાઘના શીકારની ચાપલ્યતા.

ગામના નજીકના ડુંગરોમાં તથા આજુબાજુના ગામોમાં વાઘ કુતરાંની માફક ફરતા હતા. તેમને શોધી કઢાવી ટેંબરવા જાતના વાઘને પોતે નહીં મારતાં પોતાની પાસે રહેનાર

ચીફ કમાન્ડીગ નાહારસિંહજી સાહેબને હુકમ આપતાં તેઓ મારતા અને મોટા પટાયત વાઘનો શીકાર પોતે કરતા. ડુંગરમાં વાઘ છે એવી ખબર મળી કે ગમે તેવું કામ હોય તે પડતુ મુકીને શીકારની તૈયારી કરતા. જ્યાં વાઘ હોય ત્યાં માણસો ભેગા કરી હોકારા કરાવી વાઘને ગુફામાંથી અગર ઝાડીમાંથી બાહાર કઢાવતા, એનો શીકાર પોતે કરતા. ગામના આજુબાજુના ડુંગરો ખાલી કર્યા પછી આસપાસના પ્રગણાઓમાં મોટા પટાદાર વાઘ જુલમ વરસાવતા તેમને મારવા પોતે પધારતા. આ કામ ઉપર પગીલોકો નોકર હતા. તેઓ વાઘનો પગ દેખે કે પગલે પગલે જઇ વાઘને શોધી કાઢી શ્રી હજુર સાહેબને ખબર મોકલતા, અઘોર ઝાડીમાં કામ ચલાઉ રસ્તા બનાવવામાં આવતા, ઝાડ ઉપર માળો બાંધવામાં આવતો હતો, તે ઉપર બીરાજમાન થઇ શીકાર કરતા હતા. મહારાજશ્રીએ બંદુક છોડી તેની ગોળી નિશાન ચુકતી નહી, કોઇ વખતે ગોળી વાગ્યા છતાં વાઘ ઘાયલ થઇ નાસતાં બીજો ફેર કરતાં તેને ઠેર કરતા, ઘણાક વખતે યુરોપીયન સરદારો શીકાર અર્થે આવતા હતા, તેઓને સાથે લેઇ જઇ શીકાર કરાવતા હતા. વાઘને મારવાની ચાલાકીથી યુરોપીયન સરદાર છક થઇ જતા હતા, શીકાર વખતે લશ્કરી માણસો સાથે રહેતાં હતાં, પણ ગોળી તો પોતે વાઘને મારે, બીજાને ભડાકો કરવાનો હુકમ નહોતો, કોઇવાર નવ ગજ પુછડા સુધાંત જંગી વાઘનો શીકાર કરતા હતા, વાઘનો શીકાર કરવો એ મહારાજા સાહેબને રમત જેવું હતું, પોતાની જીંદગીમાં નાના મોટા ૨૦૦ ના સુમારે વાઘનો શીકાર કરવામાં આવ્યો હશે, વાઘના શીકાર વખતે માહારાજશ્રીનું ક્ષાત્ર પ્રાબલ્ય પ્રકાશીત થતું હતું, અત્રે ઘણાક

યુરોપીઅન સરદારો શીકાર અર્થે આવેલા, તેઓ માહારાજા શ્રીને ધન્યવાદ આપતા હતા, અને માહારાજાશ્રી સાથે મીત્રતા રાખવા આગ્રહ કરતા હતા. સાથેના રસાલાના માણુસને કોઇ પણુ વખત ઇજા કે મરણુ થયું હોય એવું જણાયું નથી. કોઇ વાઘના શીકારમાં ઘાયલ થઇ મરે તો તેના કુટુંબનું પોષણુ કરતા હતા.

નામદાર માહારાજા સાહેબ રાજ્યાસનપર બિરાજ્યા પછી રાજ્યને સુધારીને દીપાયમાન કર્યું છે. સંખ્યાબંધ નવાં ગામો વસાવ્યાં છે, કુવા, વાવ, તળાવો આદિક જળ સ્થાનો બંધાવ્યાં છે, અને શાળાઓ સ્થાપન કરી છે, એ સીવાય બહુ પ્રકારના સુધારા કરી અમર નામ કર્યું છે.

નામદાર મહારાજા સાહેબે જોકે પૂરી મેટ્રીકયુલેશન સુધી કેળવણી લીધી નહતી તોપણ, એક લાંબા વખતના અનુભવી ગ્રેજયુએટની માફક ઘણીજ સરળતાથી—જાણે ઇંગ્રેજી ભાષા માતૃ ભાષા હોય તેમ વાતચિત કરતા. આથી એ નામદારની કારકીદીમાં આવેલ તમામ વિદ્વાન દિવાનો ઘણુાજ ચકિત્ થતા. એ નામદારના ઇંગ્રેજી હરફ વિષે, મુંબઇના પ્રજાપ્રિય માજીગવર્નર લૉર્ડ રે સાહેબે એક વખત જણાવ્યું હતું કે "તે મુંબઇ ઇલાકાના રાજકર્ત્તાઓમાં ત્રીજે નંબરે આવે છે" પોતાના રાજ્યમાં કેળવણી વધે તે માટે ઉત્સાહ ધરાવનાર આ મહારાજા સાહેબ જેવા રાજ્ય કર્તા જવલ્લેજ મળી આવશે. વિશેષ કરી સ્ત્રી કેળવણી વિષે આ નામદાર સંપૂર્ણ આગ્રહી હતા. કરસનદાસ મુળજી, નામદાર રાનાડે, નામદાર તેલંગ. કવિ નર્મદાશંકર, કવિશ્વર દલપતરામ, ઇત્યાદિ આ ભૂમિના સુધારકો માટેની આ નામદારની વખતો વખત પ્રસંશા

જારે તેમના અનુયાયી અને ઑફીસર મંડળમાં છૂટતી વાગ્‌ ધારા, એ નામદારના, દેશમાં ચાલતા કુચાલોપર સંપૂર્ણ ધિક્‌-કારજી બતાવતી હતી. શ્રી બડોલી હિતેચ્છુ સભા, અને ઇડર હિતેચ્છુ સભાનો જન્મ થયો જાણી એ ઘણાજ પ્રસન્ન થયા હતા. આ સભાઓની ચઢતી થવા માટે વખતો વખત જોઇતો આશ્રય માગવા તે સભાના ઑનરરી સેક્રેટરીઓને તે સાહેબે જણાવ્યું હતું. એક વખતે ઇડર હિતેચ્છુ સભાના ઑન. સેક્રેટરી મી. જોગીદાસે અરજ કરી હતી કે "વુડહાઉસ લાઇબ્રેરીમાં સભામાં આવતા શ્રોતાજનો ઉભરાઇ જાય છે, ને જગ્યા નથી મળતી" તે ઉપરથી નામદારશ્રીએ ફરમાવ્યું હતું કે "બીજી જગ્યાની સવડ કરો, છેવટ હું મ્હારો જુવાન વિલાસ મ્હેલ સભાના મકાન માટે આપીશ. પણ સભાનો ઉત્સાહ જારૂ રહેવો જોઇએ." તેવીજ રીતે બડોલી હિતેચ્છુ સભાએ કરેલા શ્રી નારાયણેશ્વર મંડળના મહોત્સવમાં શ્રી મહાશીવરાત્રિ પર્વપર પોતે ઘણાજ ઉત્સાહથી ભાગ લેવા, શ્રી નારાયણેશ્વરના દર્શન માટે પધારતા હતા. એક વખતે તે મંડળને જોઇ, પોતાની પ્રજાને સુધરવાના ચિન્હથી આનંદિત મ્હેરે જણાવ્યું હતું કે "આ સમાજ બપોરે ભરાય ત્યારે મ્હારાજ નામથી કહેજો કે તમારી જ્ઞાતિમાંથી દરેક જૂના કુચાલો નાબુદ થયેલા જોવા હું બહુ ઇન્તેજાર છું." પોતાના સ્વર્ગવાસ પહેલાં થોડાજ વખતપર પોતે પોતાના રાજ્યમાંથી કારજ વરા નાબુદ કરવાનો ધારો પસાર કર્યો હતો. પરંતુ પછી વિશેષ બૂમ પડવાથી, પ્રજા હજુ આવી રીતની રાજ્યની મદદથી પણ સુધરવાને લાયક થઇ નથી એવું ધારી તે ધારો મોકુફ રાખ્યો હતો. એ નામદારનો દ્રઢ આગ્રહ હતો કે આ-ઇાણોમાં કન્યાવિક્રય, અને સાટાં કરે તેને રાજ્યે શિક્ષા કરવી.

આ નામદારના સ્વભાવમાં સર્વ ગુણોનું ન્યુનાધિક મિશ્રણ એવી તરેહનું હતું કે સૃષ્ટિમાં એમના જેવા રાજાઓ જવલ્લેજ હશે. તે સર્વમાં મિલનસારપણું સૌથી વધારે દીપિ નીકળતું હતું. સર્વ સ્વદેશાભિમાનીઓ અને સુધારકોનાં પુસ્તકોના વાંચનથી સ્વદેશ પ્રીતિનો ઘણો સરસ પાસ બેઠો હતો. ઉદારતામાં એમનાથી કવચિતજ કોઇ વધારે ઔદાર્યવાળો રાજા મળી આવશે. ઇશ્વર એ નામદારના પવિત્ર આત્માને સાયુજ્ય મૂક્તિપદ આપો !



# કેસરી વિરહ.

## સવૈયા એકત્રીસા.

સાલ ઓગણીસો ઇસવીસન, એક વરસ વધતુ મોઝાર,
ફેબ્રુવારીએ ફેરવ્યું વારી, પ્રજા સૂખ માંહે હદ બ્હાર;
તારીખ વીસે રિસ કરીને, ખુધે બહું કીધો ઉત્પાત,
ફીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૧
પ્રાતઃ સાડા સાત વાગતાં, કીધો જઇ વૈકુંઠે વાસ,
ઇડર ગઢનો ભાણુ અસ્ત થઇ, ખરે ખેંચતો સર્વ પ્રકાશ;
અણુધાર્યો દાવાનળ ઉલટયો, દૈવે શો આ વાંળ્યો દાટ,
ફીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૨
ઇડરના પીતા સુખદાતા, સ્વર્ગે આપ સીધાવ્યા આજ,
કોણુ મનોરથ પૂરા કરશે, કોણુ દીલાસા દેસે આજ;
એજ વિચાર અહોનીશ ઉરમાં, ભર દરિએ કયાં ભરીએ બાથ,
ફીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૩
જડે ન જગમાં અનુપમ એ છબી, શોક ધરી શોચે સંસાર,
દેશ દીપકનો અસ્ત થતામાં, વરસે આંસુ નયને ધાર;
ખોટ પડી છે આજ રાયની, શાય શરીરે કમ તાકાત,
ફીરતારે શો કોપ કરીને ઘડી રંક રૈયતની ઘાત. ૪
પ્રજાજનોનું હિત ધારવા, કીધાં કામ ઘણાં સૂખરૂપ,
જળાશયોને સદાવ્રતોથી. કર્યું પુન્ય પરમારથ ભૂપ;
વિધવિધ સુખો વ્હાલ ધરીને, ઇડર પ્રજાને આપ્યાં હાથ,
ફીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૫
પ્રીતેથી પરિશ્રમ લેઇ પુરો, વધવા વિદ્યાનો ભંડાર,

નીજ પ્રજાનાં બાળ સુધરવા, આપ્યા છે ઉત્તમ આધાર;
એ રીતે એ ધ્યાન દયાનું, દેતાં પ્રેમ પ્રસારી સાથ,
કીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૬
આજ છત્ર ધરણીસર ઢળતાં, ઇડરગઢની ભાગી ભેર,
દૈવે આજ દયાહીણુ થઇને, કીધો શું કડકડતો કેર;
લાખો પાલનહાર ગએથી, ગદગદ કંઠે છે કકળાટ,
કીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૭
શોક તણો આ જોગ જણાતાં, વલખે શેઠ અને શાહુકાર,
દીલ વિષે દીલગીરી ધારી, પાડીને બેઠા હડતાલ;
ઓફીસો સહુ બંધ થઇ છે, વિદ્યાર્થી કરતા કલ્પાન્ત,
કીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૮
વર્ષ અઢારજ રાજ કરીને, તરછોડયાં શું અમને આમ,
આજ હ્રદય રોતાં જન સઉનાં, સંભારી સુખકારી કામ,
થયું નથી જગમાં અદ્યાપિ, કીધાં ઉત્સાહે સાક્ષાત,
કીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૯
પ્રજાજનોની રંક વીનંતી, પુરણ કરજે દીન દયાળ,
અક્ષય સુખ શાન્તી મળવાને, અમર આત્મા કરજે વ્હાલ;
રાજ અવિચળ રોજ તપાવી, રાઠોડ વંશ રહો શીરતાજ,
કીરતારે શો કોપ કરીને, ઘડી રંક રૈયતની ઘાત. ૧૧

## રાગ પરજ ( મરશીયો )

હોય હાય આજ ઇડરની રૈયત રંડાણી, ઇડરની રૈયત રંડાણી.
સુખ ઉપર દુઃખાગ્ની મંડાણીરે હોય હાય આજ. એ ટેક.
જુવાન સુતશ્રી કેસરીભૂપ, હતા રોઠોડ કુળ અનુપ,
ચંદ્ર સમાન કાન્તી સ્વરૂપરે. હોય૦ ૧

હતા ગૌબ્રાહ્મણ પ્રતીપાળ, રણ બંકાની કીર્ત્તી વીશાળ,
હતા તેજસ્વી કેસરીભૂપાળરે. હોય૦ ૨
ઉઠે પોતેતો પ્રભાતે પાંચે, નાહી કર્ત્તવ્ય કર્મ નીત્ય સાંચે.
સદા નીતિના ગ્રંથ પ્રીતે વાંચેરે. હોય૦ ૩
દર્શન કરવાને બહુચરાજી જાવે, ચુકે નહી આદીતવાર આવે,
ભજે સદા દેવીને સુદ્ધ ભાવેરે. હોય૦ ૪
રૂવે ઇડરની પ્રજા આ તમારી, સુણો વીનતી દયાળુરાય મારી,
નહી રૂઝાય શોક ઘાવકારીરે. હોય૦ ૫
પ્રજા સર્વે દીસે છે ઉદાશી, હતી કેવી આનંદી વિશ્વાસી,
હવે આવી શીરે દુઃખરાશીરે. હોય૦ ૬
નીત્ય કર્મ નીજ ફર્જને વિચારી, પાળે નિયમ સદા સુખકારી.
હતો રામ બીજો એક અવતારી રે. હોય૦ ૭
હતો મસ્તકનો મુગટ એ શૂરો, દુઃખ ટાળક પાળક પૂરો,
કર્યો આજે પ્રજા સુખ ચૂરોરે. હોય૦ ૮
હતો રૈયતનો સુખદાતા, હતો શત્રુઓનો દુઃખત્રાતા,
જેના દર્શે પ્રફુલીત થાતારે. હોય૦ ૯
કીધાં જેણે અતી પરમાર્થ, જેણે જોયો નથી નીજ સ્વાર્થ,
હતો પૂન્ય પ્રતાપી યથાર્થરે. હોય૦ ૧૦
આજ રક્ષક ગયો આ ઇડરનો, હવે આવ્યો વખત અતી ડરનો,
ગયો આજે દીપક ઉર ઘરનોરે. હોય૦ ૧૧
આજે દીસે નગરમાં અંધારૂ, હવે કહેતું નથી કોઇ ગારૂં.
નથી ભાસતું નઠારૂ કે સારૂંરે. હોય૦ ૧૨
માતા "નાગણેચી" કુળ દેવી માતા, કેમ થઇ નહી માતુ સુખદાતા,
કેમ કીધી નહી કેસરીને શાંતારે. હોય૦ ૧૩
ક્યાંથી આવ્યો આ ક્રુર કાળ પાપી, લીધું રામરાજ્ય પળમાં ઉથાપી,
સૂખ સર્વેનુ નાખ્યું શું કાપીરે. હોય૦ ૧૪

ધરે ઉરમાં પ્રજા આ દીલગીરી, કેસરી પાછળ લીધી ફકીરી,
દીસે ધ.રે ન વસ્ત્રો અમીરીરે. હોય૦ ૧૫
અમને આશા હતી ઘણી ભારી, દેશ ઉન્નતિ થશે અતીસારી,
ફર્યું સહુના ઉપર દુઃખચારીરે. હોય૦ ૧૬
દીલ ઉદારને કદર દાન, વદે કવિજનો સદગુણ ગાન,
હતા વિવેકીને વિદ્વાનરે. હોય૦ ૧૭
હતા દાતા કર્ણ સમાન, નીત્ય દેતા પ્રીત્યે ગૌનું દાન,
સાધુ સંતોને આપતા સન્માનરે. હોય૦ ૧૮
કીધો ઇંગ્લીશ કેરો અભ્યાસ, કદી દીલમાં થતા ન ઉદાશ,
હતો સર્વ કળાનો પ્રકાશરે. હોય૦ ૧૯
હતા દયાળુ ધર્મી માહારાજા, કીધાં પુન્યદાન બહુ ઝાઝાં,
જેણે રાખી રાઠોડ રાજ માઝારે. હોય૦ ૨૦
માન મરતબો રાજનો વધારી, કીર્તી દેશોદેશમાં પ્રસારી,
સદા વદે રાજનીતિ બીલીહારી રે હોય૦ ૨૧
હિંદુસ્તાન તણાં માહારાણી, ભૂપ કેસરીની કીરતિ વખાણી,
આપ્યો કે. સી. એસ. આઇ ચાંદ જાણીરે. હોય૦ ૨૨
પડયો શહેરમાં ને દેશમાં પોકાર, ડુબ્યો દેશ દુઃખાગની મોઝાર,
પડી હડતાલ શોક એ સુમાર રે. હોય૦ ૨૩
થયો દેશ મધ્યે હાહાકાર, કરે રૈયત ત્રાસનો પોકાર,
કીધો કોપ આ કેવો કીરતાર રે. હોય૦ ૨૪
હતો રાઠોડ કુળ ભૂપ બંકો, સદા વાગે વિજયનો શુભ ડંકો,
હતો શૌર્યમાં કેસરી શીલકોરે. હોય૦ ૨૫
અસ્ત થયો આ હિંદનો સીતારો, અસ્ત થયો આ ઇડર સૂર્ય સારો,
ગયો પ્રજા પ્રતિપાળ પ્યારો રે. હોય૦ ૨૬
આપી કુંવરને કાપો રંડાપો, હતું તેવું સામ્રાજ્ય રાજ્ય સ્થાપો,
પીતા સમાન કેસરી ફરી આપો રે. હોય૦ ૨૭

સંવત ઓગણી સતાવન સાલે, સુકલ બીજને ફાલ્ગુણ ઉર સાલ,
કીધો કેર દુષ્ટ દૈવ ક્રુર કાળે રે. હોય૦ ૨૮

## માલીની છંદ.

નફટ ઝપટ આવી કાળ ભૂંડી કરીછે,
પરમ ધરમશાળી તાત લીધો હરિ છે;
કરી કરી કરી તે તો આજ ક્રુરતા અરેરે
ધરી ધરી નિરદયતા કાળ કપટી ખરેરે! ૧
ટપક ટપક બિંદુ આંખથી આજ ચાલે,
નહિ નહિ નહિ સુખતો રે લખેલુંજ ભાલે;
સકળ નગર આજે શોકમાં છે ડુબેલું,
નહિ નહિ નહિ તરવા વ્હાણુ એકે ઝૂકેલું. ૨

## શાર્દૂલવિક્રીડિત છંદ.

ભાસેછે ખગરાજ આજ જગમાં, શોકે ભર્યો શું વળી,
આહા? શું ઘમઘોર આ વાદળી, આવી અહીંયાં મળી;
સંતાયો કહી સૂર્ય સૌર્ય તજીને, ક્યાંરે ગયો પીંગળી,
પેખીને પશુ, માનવી નગરમાં, ત્રાસે પડ્યાં છે ઢળી. ૧
કૂડા આ કળીકાળ કેરી પ્રસરી, આ જવાળ ચોપાસમાં,
શ્રી કેસરીના પ્રાણ હાણ કરી તેં, છૂપ્યો છે આકાશમાં;
આહા? શું રાઠોડ તાત તજતાં, આ બાળ ઓછાં રૂવે,
છાનાં રાખ બાળ કૃપાળ સર્વે, સ્વર્ગે રહી શું જુવે. ૨

## ભુજંગી છંદ.

અતી દુઃખદાઇ દીસે દીન આજે,
સ્વધામે પધાર્યા તજી સર્વ રાજે;
પ્રજાપાળ ભૂપાળ પ્રેમી હતા જે,

અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૧
વિલોકી બહુ ત્રાસ રણુ વાસ કેરા,
કંપે કાય સૌની હશે જે નમેરા;
થયા ગર્જના શોકને ત્યાં અવાજે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૨
હાહાકાર પુરમાં થયો એક સાદે,
બન્યા સ્તબ્ધ પુર જન સુણી તોપ નાદે;
રૂવે નારી ને મર્દના શબ્દ ગાજે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૩
છુટ્યા તાર સરકાર પરદેશ માંહી,
વળી મોકલ્યા છે સહોદર જ્યાંહી;
ફેરીસ સર આવ્યા છે રક્ષણુ કાજે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૪
ગયો કેસરી અન્ન દાતા અમારો,
થજો દેહ-કલ્યાણુ પ્રાણી જનારો;
જેણે રંકને દાન ઇચ્છા દીધા જે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૫
ગુણી ને વિવેકી સહુ સાથ રાજા,
ચાખે કીર્તિ ગાજે અમર માહરાજા;
તજી લોભ સુખી કીધા દીન જે જે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૬
માહારાજ શ્રી કેસરીસિંહ રાજા,
જશો ક્યાં મુકી આપના રંક ઝાઝા;
દયા કેમ મુકી પડ્યા વાંક શા જે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૭
તમારા ગુલામો કરે છે સલામો,

હવે ક્યાં જવું ને કરીશું શું કામો;
ન લીધા સંગાથે કશા કામકાજે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૮
કઠણુ કાળજું કેમ કીધું સધારી,
અરે! હાય રાજા દશા શી અમારી;
તજ્યું રાજ આ ને ગમ્યું સ્વર્ગરાજે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૯
સુભાગ્યે સગર્ભાં ચુંહાણુજી રાણી,
પ્રભુ પુત્ર આપો પુરો પ્રેમ આણી;
પાટે કેસસિંહનો વંશ છાજે;
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૧૦
કરો શાન્તી રણુવાસ પુર જન માંહી,
વળી કષ્ટ ટાળો સુધારોજ આંહી;
વસો વાસ લક્ષ્મી કરો એટલુ જે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૧૧
ધનશ્યામજી આ વિનંતી સુણીને,
ઉઠો ચક્ર ધારી દયા દીલ ધરીને;
તમારી ચરણુ સેવનાઓ કરી જે,
અરે! દૈવ આશો કર્યો કોપ આજે. ૧૨

## હરિગીત છંદ.

કેવો દીસે દીન આજનો, આ ચૌદસેં ચુંમાલમાં,
શ્રીકેસરીના સ્વર્ગવાસે, છે પ્રજા દુઃખ સાલમાં;
માહારાજાશ્રીના રાજથી જે, સર્વ ગઇ છે આપદા,
શ્રીકેસરીના આત્મને, પ્રભુ શાન્તી આપો સર્વદા. ૧
•દીલગીર છીએ દીલગીર છીએ, એ ભૂપતિ મુકી ગયો,

અરે હાય ? રાય મળે ન એવા, આતો રામ બીજો થયો;
શ્રીજી પ્રતાપે પામતા, વિદ્યાકળાને સંપદા,
શ્રીકેસરીના આત્મને પ્રભુ શાન્તી આપો સર્વદા. ૨
માહારાજાશ્રીના રાજ્યમાં, શાન્તીવડે સુખીયા થયા,
આ ફાની દુનીયાને મુકી, પરલોક પોતે જઇ રહ્યા,
નીરવિઘ્ન આ સઘળી પ્રજાને, ના કરે કોઇ આપદા,
શ્રી કેસરીના આત્મને, પ્રભુ શાન્તી આપો સર્વદા. ૩
છેવટ જુઓ કે દુષ્ટ આવ્યો, છપન્નો દુષ્કાળ આ,
તે કાળની દુઃખ ફાળથી પણ, છે બચાવી સૌ પ્રજા;
નીજ પુત્રવત્ પ્યારી પ્રજાને, દુઃખ દીધું નહી કદા,
શ્રી કેસરીના આત્મને, પ્રભુ શાન્તી આપો સર્વદા. ૪
શ્રી કેસરીની સંતતિનું, રાજ્ય અમ ઉપર રહો,
વળી વંશનો વિસ્તાર હે પ્રભુ, જલદીથી વૃદ્ધિ લહો;
મનના મનોરથ પૂર્ણ કરજો, કષ્ટ પડજો નહી કદા,
શ્રી કેસરીના આત્મને, પ્રભુ શાન્તી આપો સર્વદા. ૫
દીન દીન વીશેષ પ્રતાપ, રાઠોડ વંશનો ઇશ રાખજો,
આ અરજ ઉરમાં લાવીને, વિનંતી પ્રભુ સ્વીકારજો;
શ્રી વિજયનો સૂભ વાવટો, સ્વર્ગે રહી ફરજો સદા,
શ્રી કેસરીના આત્મને પ્રભુ, શાન્તી આપો સર્વદા. ૬

## રાગ. માઢ—ઇંગ્રેજી ઢબ.

ખાસ, દિલાસો દેવા પ્રજાને આવો દીન દયાળ,
આવો દીન દયાળ, ઇડર પતિ, કેસરીસિંહ કૃપાળ. દી૦
સાખી—કેસરી ફાળ કદી નવ ચૂકે, ભરી સ્વર્ગમાં ફાળ;
ઝાળ લગાડી દીન પ્રજાને, શ્રીજી કર્યો કેમ કાળ. દી૦
રક્ષક દીન પ્રજાના શૂરા, ગૌબ્રાહ્મણ પ્રતિપાળ;

ક્ષત્રીનું કર્ત્તવ્ય બજાવા, રોતાં શખો બાળ. દી૦

સાખી–ચોટે ચકલે ઘેરે ગામે, ઠામેઠામ પોકાર;

હાય કરેછે રંક પ્રજા આ, સંભાળી ઉપકાર. દી૦

ઇશ્વર રૂપે આ ઇડરમાં, દીધું દર્શન દાન;

ભારત વર્ષ વીશે કેસરીયે, મેળવ્યું છે સન્માન. દી૦

કેસરીના રક્ષકમાં સ્વપ્ને, થાય ન વાંકો વાળ;

સતયુગ ચાલે ધર્મ રાજ્યમાં, જ્યાં હતો કળીકાળ. દી૦

દુઃખ દરીદ્ર અને ભય ટળવા, હતો ન્યાય રૂપ ખાળ;

પુન્ય પ્રતાપી રાય નીહાળી, તરફડતા ચંડાળ. દી૦

હરતી ફરતી ગંમત કરતી, હરદમ રૈયત બાળ;

લાડવડે સુખમાં ઉછરેલી, પર ફેરવી દુઃખંઝાળ. દી૦

ઇશ્વર અર્જ સૂણીને પ્રજાની, તું ભય સઘળો ટાળ;

સંતતી આપ્ય હવે ઝટપટ તું, પ્હેરાવીએ વરમાળ. દી૦

## લલીત છંદ.

કઠણુ કાળરે, આજ આવીયો,
સૂરજ નગ્રનો, અસ્ત રે થયો;
પરમ સ્નેહી તું, સ્વર્ગમાં જઇ,
રવડતી કરી, આ પ્રજા અહીં. ૧

ઝરણુ નેત્રનું, આજ ખુટીયું,
સકળ સુખનું પાત્ર ફુટીયું;
ઝુરી ઝુરી હવે, દીન તો જશે,
વિરહ શ્રીજીનો, ના સહ્યો જશે. ૨
પરમ ધર્મી જે, ઇશ ગમ્યો તને,
હરી લીધો હરિ, દુઃખી કરી મને;
અરરર! કાળરે, ધીક છે તને,

